# * આપણું યુવક સંગઠન *

શ્રી ઉમીયાય નમઃ

લેખક : ખીમજી લખમશી લીંબાણી
પ્રમુખ : શ્રી અ. ભા. ક. ક. પા. યુવક સંઘ, કલકત્તા.

આપણા અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવકસંઘની સ્થાપનાને એક વર્ષ પુરું થયું, સંઘે બીજા વર્ષમાં પ્રવેશ કર્યો. આ પ્રસંગે સમાજના સૌ યુવક ભાઈ-બહેનોને હાર્દિક અભિનંદન.

સંઘની સ્થાપના શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તાના પ્રયાસથી તા. ૨૪, ૨૫ અને ૨૬ ડીસેમ્બર '૭૨ના કલકત્તા મધ્યે પ્રતિનિધિઓની સભામાં કરવામાં આવેલ. યુવકસંઘ રચાયાના સમાચાર ભારતના ખૂણે ખૂણે વસતા આપણા યુવક ભાઇ-બહેનોમાં પહોંચતાં અનેરા ઉત્સાહનું વાતાવરણ સર્જાયેલ, જાણે ઘણા વર્ષની આકાંક્ષાઓ આજે સાકાર થઇ હોય. યુવકસંઘની રચનાએ સમયની માંગ હતી તે સૌ યુવકોની શુભ લાગણી અને ધગશથી પરિપૂર્ણ થયેલ.

આપણા સમાજમાં આ પ્રકારના અખિલ ભારતીય યુવક સંગઠનની રચનાએ પ્રથમ પ્રયાસ ગણાય આ તબકકે આપણે પ્રાતઃસ્મરણીય પૂ. શ્રી નારાયણજી બાપાનું સ્મરણ કરવું ઘટે, તેમની પ્રેરણા અને આદર્શથી જ સમાજના સર્વે વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા “ શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ ” આજથી લગભગ પંચાવન વર્ષ પહેલાં મુંબઇમાં સ્થપાયેલ. આ રીતે યુવક મંડળોની સ્થાપનાના શ્રી ગણેશ થયેલ.

યુવક સંઘની સ્થાપનાથી ઉત્સાહની ભરતી આવેલ અને સાથે અનેક પ્રકારના તર્ક વિતર્ક થવા લાગેલ જેવાં કે યુવકસંઘનું કાર્ય, ધ્યેય, પ્રતિનિધિત્વ અને સંચાલન વિગેરે બાબતો પ્રશ્નાર્થ રૂપે સામે આવેલ. આ બાબત પૂના મધ્યે તા. ૨૭, ૨૮ ફેબ્રુઆરી ૧ માર્ચ '૭૩ ની મળેલ સભામાં થયેલ કાર્યવાહી અને લેવાયેલ નિર્ણયથી તેના સ્વરૂપનો સાચો ખ્યાલ આવેલ. યુવકસંઘના કાર્યકર્તાઓ દ્વારા મુંબઇ, નાગપુર, જબલપુર, રાયપુર, જગદલપુર, રાજનંદગાંવ, હૈદ્રાબાદ, આસનસોલ રાંચી, બાલાસોર, સુરત, વડોદરા, આણંદ, નડિયાદ, અમદાવાદ સાબરકાંઠા-ગુજરાત અને કચ્છ વગેરે જગ્યાના પ્રવાસથી વધુ સ્પષ્ટીકરણ થયેલ જોવા મળે છે અને ઠેર ઠેર નવાં યુવક મંડળો અસ્તિત્વમાં આવેલ છે. આ રીતે યુવક શકિતમાં અનેક ઘણો વધારો થયેલ. છેલ્લે હડમતિયાકંપા ગુજરાતમાં તા. ૧૦, ૧૧ અને ૧૨ ઓકટોબર '૭૩ના મળેલ તદર્થ સમિતિની બીજી સભા કે જે મીની અધિવેશનના રૂપમાં થયેલ.

# ✻ આપણું યુવક સંગઠન ✻

શ્રી ઉમીયાય નમઃ

લેખક : ખીમજી લખમશી લીંબાણી
પ્રમુખ : શ્રી અ. ભા. ક. ક. પા. યુવક સંઘ, કલકત્તા.

આપણા અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવકસંઘની સ્થાપનાને એક વર્ષ પુરું થયું, સંઘે બીજા વર્ષમાં પ્રવેશ કર્યો. આ પ્રસંગે સમાજના સૌ યુવક ભાઈ–બહેનોને હાર્દિક અભિનંદન.

સંઘની સ્થાપના શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તાના પ્રયાસથી તા. ૨૪, ૨૫ અને ૨૬ ડીસેમ્બર '૭૨ના કલકત્તા મધ્યે પ્રતિનિધિઓની સભામાં કરવામાં આવેલ. યુવકસંઘ રચાયાના સમાચાર ભારતના ખૂણે ખૂણે વસતા આપણા યુવક ભાઇ–બહેનોમાં પહોંચતાં અનેરા ઉત્સાહનું વાતાવરણ સર્જાયેલ, જાણે ઘણા વર્ષની આકાંક્ષાઓ આજે સાકાર થઇ હોય. યુવકસંઘની રચનાએ સમયની માંગ હતી તે સૌ યુવકોની શુભ લાગણી અને ધગશથી પરિપૂર્ણ થયેલ.

આપણા સમાજમાં આ પ્રકારના અખિલ ભારતીય યુવક સંગઠનની રચનાએ પ્રથમ પ્રયાસ ગણાય આ તબકકે આપણે પ્રાતઃ સ્મરણીય પૂ. શ્રી નારાયણજી બાપાનું સ્મરણ કરવું ઘટે, તેમની પ્રેરણા અને આદર્શથી જ સમાજના સર્વે વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા "શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ" આજથી લગભગ પંચાવન વર્ષ પહેલાં મુંબઇમાં સ્થપાયેલ. આ રીતે યુવક મંડળો ની સ્થાપનાના શ્રી ગણેશ થયેલ.

યુવક સંઘની સ્થાપનાથી ઉત્સાહની ભરતી આવેલ અને સાથે અનેક પ્રકારના તર્ક વિતર્ક થવા લાગેલ જેવાં કે યુવકસંઘનું કાર્ય, ધ્યેય, પ્રતિનિધિત્વ અને સંચાલન વિગેરે બાબતો પ્રશ્નાર્થ રૂપે સામે આવેલ. આ બાબત પૂના મધ્યે તા. ૨૭, ૨૮ ફેબ્રુઆરી ૧ માર્ચ '૭૩ ની મળેલ સભામાં થયેલ કાર્યવાહી અને લેવાયેલ નિર્ણયથી તેના સ્વરૂપનો સાચો ખ્યાલ આવેલ. યુવકસંઘના કાર્યકર્તાઓ દ્વારા મુંબઇ, નાગપુર, જબલપુર, રાયપુર, જગદલપુર, રાજનંદગાંવ, હૈદ્રાબાદ, આસનસોલ રાંચી, બાલાસોર, સુરત, વડોદરા, આણંદ, નડિયાદ, અમદાવાદ સાબરકાંઠા–ગુજરાત અને કચ્છ વગેરે જગ્યાના પ્રવાસથી વધુ સ્પષ્ટીકરણ થયેલ જોવા મળે છે અને ઠેર ઠેર નવાં યુવક મંડળો અસ્તિત્વમાં આવેલ છે. આ રીતે યુવક શકિતમાં અનેક ઘણો વધારો થયેલ. છેલ્લે હડમતિયાકંપા ગુજરાતમાં તા. ૧૦, ૧૧ અને ૧૨ ઓકટોબર '૭૩ના મળેલ તદર્થ સમિતિની બીજી સભા કે જે મીની અધિવેશનના રૂપમાં થયેલ.

આ સભામાં બંધારણની રજૂઆત ઉપરાંત કચ્છ, સાબરકાંઠા કે ગુજરાતના અન્ય જિલ્લાઓ અને ભારતના અન્ય પ્રાંતોમાં વસવાટ કરી રહેલ આપણા સમાજના ભાઇ બ્હેનોમાં સામાજિક રીતરિવાજો એક કરવા, ધાર્મિક બાહ્ય આચરણો એક હોવાં, અને અન્યાયી રીતે થતા છૂટાછેડા અટકાવવા અંગેના અતિ મહત્વના ઠરાવો દ્વારા સમાજમાં જાગૃતિ લાવવા તેમજ સંપૂર્ણ સમાજને એક સૂત્રે બાંધવાના યુવક સંઘના આ શુભ પ્રયાસને ઠેર ઠેર ઉમળકા ભર્યો આવકાર સાંપડેલ.

યુવક ભાઇ બહેનો ! યુવકસંઘની સ્થાપનાથી આપણા શિરે અનેક ઘણી જવાબદારી આવેલ છે, આપણું કાર્યક્ષેત્ર વિસ્તૃત થયું છે. ફક્ત મીટીંગો કરવી કે યુવક મંડળો સ્થાપવાથી જ સંઘનું કાર્ય પરિપૂર્ણ થયું નહિ ગણાય પરંતુ સંઘના ધ્યેય અને આદર્શને વળગી રહેવા તેમજ ઠરાવોનો અમલ કરવા કે કરાવવા અથાગ પરિશ્રમ કરવાની જરૂર રહેશે. સમાજમાં ઘરના નજીવા મતભેદ કે ગમા અણગમાને કારણે મનસ્વી પણે અને કહેવાતા આગેવાનોના સાચા ખોટા ટેકાથી જે છૂટાછેડા થાય છે તેને સદંતર અટકાવવા આપણે સૌએ કમર કસી હિંમત ભેર આગળ આવવાનું રહેશે. છૂટાછેડા મેળવવા કે આપવાએ એટલી હદે સહજ બની ગયેલ છે કે કહેવાતા આગેવાનોને ખાનગીમાં મળવાથી એકજ રાતમાં નિકાલ કરાવી આપે છે વળી ઘણા કિસ્સામાં બંને પક્ષ અંદરો અંદર પતાવટ કરી લે છે, આ બાબત નીંદનીય ગણાય યુવકસંઘ પાસે આવાં ઘણાં પ્રકરણો આવેલ છે. સ્થાનિક યુવકમંડળો, સમાજો મારફત કે યુવકસંઘના સીધા માર્ગદર્શન હેઠળ સુમેળ સાધવાના પ્રયાસો થયા છે અને થતા રહેશે આ માટે સંઘના કાર્યકર્તાઓ નાગપુર રાયપુર, કોન્ડાગાંવ, જબલપુર, બાલાઘાટ, સમ્બલપુર વગેરે જગ્યાએ રૂબરૂ મળી માહિતી મેળવેલ અને માર્ગદર્શન આપેલ.

યુવકમિત્રો, ફરીથી અભિનંદન સાથે નીચે જણાવેલ બાબતો પર આપ સૌનું લક્ષ દોરવાની રજા લઇ વિરમું છું (૧) છૂટાછેડા કે અન્ય સામાજિક રીતરિવાજોનું પોતે સંપૂર્ણ પાલન કરવું અને કરાવવું (૨ ધાર્મિક પ્રવૃત્તિઓમાં રસ લેવો તેમજ અન્યને રસ લેતા કરવા. સદાચારી જીવન જીવવું અને ધાર્મિક ગ્રંથોનું અધ્યયન કરવું અને કરાવવું. (૩) સમાજમાં કન્યા કેળવણીના પ્રચારમાટે સદૈવ પ્રયત્નશીલ રહેવું

અસ્તુ...

